# ખોવાયેલી વ્હેલ - હમ્ફ્રી

## એક સાચી વાર્તા




વેન્ડી તોકુડા અને રિચાર્ડ હોલ

ચિત્ર : હનાકો વાકિયામા

ગુજરાતી: સુધીર જે.


SHAG SLOUGH
SACRAMENTO RIVER
SUISUN BAY
BENICIA
VALLEJO
MARTINEZ
SAN PABLO BAY
NOVATO
RICHMOND
RICHMOND-SAN RAFAEL BRIDGE
SAN RAFAEL
BERKELEY
OAKLAND
MILL VALLEY
SAUSALITO
BAY BRIDGE
GOLDEN GATE BRIDGE
SAN FRANCISCO
SAN LEANDRO
SAN BRUNO
SAN FRANCISCO BAY
HAYWARD
SAN MATEO BRIDGE
PACIFICA
FREMONT
SAN MATEO
FARALLON ISLANDS
PACIFIC OCEAN
DUMBARTON BRIDGE
REDWOOD CITY
SAN JOSE

# ખોવાયેલી વ્હેલ - હમ્ફ્રી

## એક સાચી વાર્તા

વેન્ડી તોકુડા અને રિચાર્ડ હોલ

ચિત્ર : હનાકો વાકિયામા





આપણી વાર્તા એક સુર્યપ્રકાશવાળા દિવસે દૂર સમુદ્ર માં શરુ થાય છે. હમ્પબેક વ્હેલ નું એક ઝુંડ, શિયાળો આવ્યા પહેલા એક સાથે દક્ષિણ તરફ યાત્રા કરી રહ્યું હતું.

હમ્પબેક વ્હેલ શાનદાર જીવ હોય છે જે પાણી ની અંદર એક-બીજા માટે સુંદર ગીત ગાય છે. સમગ્ર દુનિયા માં હવે બહુ ઓછી હમ્પબેક વ્હેલ બચી છે, એટલે એમાંથી દરેક બહુ ખાસ હોય છે.

અને હમ્પબેક વ્હેલ બુદ્ધિમાન હોય છે. દર શિયાળે એ દક્ષિણ તરફ યાત્રા કરે છે, દર ઉનાળે ઉત્તર તરફ જાય છે, અને એને હંમેશા એનો રસ્તો ખબર હોય છે.



પણ વ્હેલ પણ ભૂલ કરી શકે છે. હમ્ફ્રી નામની એક વ્હેલે એક મોટી ભૂલ કરી. એ એના મિત્રો થી અલગ થઈ ગઈ અને ગોલ્ડન ગેટ બ્રિજ ની નીચે થી સાન ફ્રાનસિસ્કો ખાડી માં ભટકી ગઈ.



ખાડી માં હમ્ફ્રી ને જોઈને બધા ને આશ્ચર્ય થયું. લોકો ને હમ્પબેક વ્હેલ બહુ જોવા મળતી ન હતી કારણકે એ સાધારણ રીતે બહુ ઊંડા પાણી માં રહેતી હતી. સાન ફ્રાન્સિસ્કો શહેર ની આટલી પાસે એક હમ્પબેક વ્હેલ ને જોવી એ લોકો માટે એક વિશેષ અનુભવ હતો.

હમ્ફ્રી ને જોવી એક લ્હાવો હતો - શહેર ની એક બસ જેટલી લાંબી અને સાત હાથી જેટલી મોટી હતી. જયારે એ શ્વાસ લેવા ઉપર આવતી તો લોકો ને એ દ્રશ્ય જાદુ જેવું લાગતું અને પોતાના બધા કામ છોડીને એને નિહારતા હતા.

પછી હમ્ફ્રી એ એવું કર્યું જે કોઈ વ્હેલે ક્યારેય કર્યું ન હતું. સમુદ્ર તરફ પાછા જવાને બદલે, એ સાક્રામેન્ટો નદી ની વિરુદ્ધ દિશામાં જવા લાગી.

જેમ-જેમ હમ્ફ્રી નદી ના ઉપરવાસ માં આગળ વધતી ગઈ, તેમ-તેમ મોટી નદી સાંકડી થતી ગઈ.

એ સમુદ્ર શોધી રહી હતી, પણ એ સ્પષ્ટ હતું કે એ ખોવાઈ ગઈ હતી.



હમ્ફ્રી ને નદી માં જોવા ઘણા લોકો આવ્યા. એ પાણી માં તાકી ને જોતા રહ્યા, એને શ્વાસ લેવા ઉપર આવતી જોવા માટે. પછી એક વ્હૂશ અવાજ સાથે એની વિશાલ પીઠ દેખાઈ દેતી હતી. બધા બૂમ પાડતા હતા, "એ ત્યાં છે!" એ એક અદ્ભૂત દ્રશ્ય હતું.

પણ કંઈક ગરબડ હતી. વ્હેલ ને સમુદ્ર ના ખારા પાણી માં રહેવું જોઈએ, નદી ના તાજા પાણી માં નહીં. જો વ્હેલ બહુ વાર સુધી તાજા પાણી માં રહે તો એ મરી જાય.

હમ્ફ્રી મુશ્કેલી માં હતી.

બધા જાણતા હતા કે હમ્ફી ને ફરી સમુદ્ર તરફ જવું જોઈએ, પણ કોઈ જાણતું ન હતું કે એ કામ કેવી રીતે કરાય. કારણકે લોકો ને પહેલા એવો અનુભવ ક્યારેય થયો ન હતો.

હમ્ફી જેટલી આગળ વધતી ગઈ, લોકો એટલા જ ચિંતિત થવા લાગ્યા ... એ આશ્ચર્ય કરતા હતા કે એને કંઈ ખાવાનું મળતું હતું કે નહીં ... શું એ બીમાર થઈ રહી હતી ... અથવા શું એ નદી માં ડૂબી જશે? એક દિવસ હમ્ફી એક નાના પૂલ નીચે ઘુસી ગઈ. પૂલ એટલો નાનો હતો કે કોઈ ને સમજાયું નહીં કે હમ્ફીએ એને કેવી રીતે પાર કર્યો. હવે હમ્ફી ખરેખર મુશ્કેલી માં હતી. એ ફસાઈ ગઈ હતી.



પૂલ ની બીજી બાજુ નદી બહુ છીછરી અને સાંકડી હતી. નદી એટલી નાની હતી કે હમ્ફી બહુ મુશ્કેલી થી એમાં ઘૂમી શકતી હતી. એક વિશાળ વ્હેલ, એક ખેતર ની વચ્ચે એક નાનકડી નદી માં ફસાઈ ગઈ હતી. એ વાત માન્યામાં ન આવે એવી હતી.

એને ત્યાંથી જલ્દી થી કાઢવા માટે કંઈક કરવું જરૂરી હતું. હમ્ફી બીમાર લાગી રહી હતી. વૈજ્ઞાનિકો ને ખબર હતી કે જો એ પાછી સમુદ્ર માં નહીં જાય તો એ મરી જશે. સમય સરી રહ્યો હતો.



હમ્ફ્રી ને બચાવવાવાળા લોકોએ જલ્દી કંઈક કરવાની જરૂર હતી. તટ-રક્ષક અધિકારી અને બીજા લોકો એને બચાવવાની યોજના બનાવવા ભેગા થયા. એમણે પાણી ની નીચે લાંબા પાઇપ ને એક-બીજા સાથે ટકરાવીને, એના અવાજ થી ડરાવીને એને નદી ના નીચે ના ભાગ માં લઈ જવાનો ફેંસલો કર્યો.





સાથે, એક રેકોર્ડિંગ પણ ચલાવવાનો ફેંસલો કર્યો જેમાં પાણી ની નીચે વ્હેલ ખાતી હોય એવા અવાજ નું પ્રસારણ થાય. કદાચ હમ્ફ્રી એટલી ભૂખી અને એકલી હોય કે એ અવાજ તરફ તરવા લાગે.



એ કામ લાગ્યું! હમ્ફી પાછી ફરી અને અને નદીના નીચે ના ભાગ તરફ તરવા લાગી. એને થોડી રાહત અવશ્ય મળી ... પણ જોખમ હજી પૂરું થયું ન હતું!



લોકો પાઇપ નો અવાજ કરતા રહ્યા. હમ્ફી ગભરાયેલી લાગતી હતી. હવે એ શું કરશે?



જ્યારે હમ્ફી નાના પૂલ પાસે પહોંચી તો એ અટકી ગઈ. એ પૂલ નીચે જવા માટે ડરતી હતી. એને એટલી મોટી જગ્યા મળતી ન હતી કે એ એમાંથી નીકળી શકે.



જ્યારે પાઇપ અવાજ કરતા રહ્યા તો હમ્ફી ગુસ્સે થઈ ગઈ. એ એક બાજુ થી બીજી બાજુ ડોલવા લાગી અને એની મોટી પૂંછડી પછાડવા લાગી. લોકોએ પાઇપ નો અવાજ કરવાનું બંધ કર્યું.

પણ હમ્ફ્રી ના મિત્રોએ હાર ન માની. એ જાણતા હતા કે એને એ નાનો પૂલ પાર કરાવવો જ પડશે. જો એ એવું નહીં કરે, તો એ નદી માં મરી જશે.

હમ્ફ્રી ને બચાવવાવાળા લોકો એ પૂલ ની નીચે ની જગ્યા ને મોટી કરવાનો ફેંસલો કર્યો. એણે એક મોટી ક્રેન મગાવી અને આખી રાત કામ કરીને થોડા જૂના થાંભલા કાઢી નાખ્યા.



શું હમ્ફ્રીને તફાવત ની ખબર પડશે?

બીજે દિવસે, લોકો એ ફરી પાઇપ ને વગાડવાનું ચાલુ કર્યું. કલેન્ગ! કલેન્ગ! હોડીઓ હમ્ફ્રીની નજીક ગઈ જેથી એને પૂલ તરફ જવા માટે પ્રેરિત કરી શકે.

કારણકે આ આખરી તક હતી. બધા ચિંતાપૂર્વક જોઈ રહ્યા હતા.





હમ્ફ્રી બહાદુરી થી પૂલ પાસે પહોંચી. પણ જેવી એ પૂલ નીચે પહોંચી, તો એનું માથું પૂલ ના થાંભલા વચ્ચે ફસાઈ ગયું. એણે છૂટવા માટે એનું માથું ઉપર-નીચે હલાવ્યું અને પૂંછડી જોરથી પછાડી.

એ બધા માટે એક ભયાનક ક્ષણ હતી. હમ્ફ્રીને બચાવવાવાની કોશિશ કરી રહ્યા લોકો ને લાગ્યું કે કદાચ આ એનો અંત છે. હમ્ફ્રી ફસાઈ ગઈ હતી.





અચાનક હમ્ફ્રીએ એનો એક મીન-પંખ પાણી ની બહાર કાઢ્યો, જે લગભગ પૂલ ને અડી રહ્યો હતો. જેવું એણે એનું શરીર ફેરવ્યું, એ થાંભલામાંથી મુક્ત થઈ ગઈ અને બીજી બાજુ તરીને જતી રહી.

નદી કિનારે થી લોકોએ ચિચિયારી કરી. બધા એને પ્રોત્સાહન આપવા લાગ્યા. "હમ્ફ્રી માટે હુર્રે!" લોકો એ હર્ષનાદ કર્યો. ખોવાયેલી હમ્ફ્રી આખરે એના ઘરે જવાના રસ્તા પર હતી.



નાની હોડીઓનો કાફલો અને પાઇપ ના વગાડવા થી હમ્ફ્રી
ને નદી ની નીચે એનો રસ્તો શોધવામાં મદદ મળી હતી.
આખરે, હમ્ફ્રી સાન ફ્રાન્સિસ્કો ની ખાડી માં પહોંચી.





હમ્ફ્રીએ ખાડી માં ખુશીથી તરતા એક આખો દિવસ વિતાવ્યો. એણે કિનારે ભેગા થયેલા લોકો માટે થોડા ખેલ કર્યા જેથી લોકો એને છેલ્લી વાર જોઈ શકે. જયારે એણે એની પૂંછડી થપથપાવી અને હવામાં ઉછળી ને પેટ પર પાછી પાણીમાં પડી, ત્યારે લોકો એ સાશ્ચર્ય આનંદ વ્યક્ત કર્યો.

હમ્ફ્રી જાણે એના બધા મિત્રોને, જેણે એનો જીવ બચાવ્યો હતો, આભાર અને આવજો કહેતી હોય એવું લાગતું હતું.



જે લોકો એ હમ્ફી ને બચાવવા માટે મદદ કરી હતી, એ પણ કૃતજ્ઞતા વ્યક્ત કરતા હતા. હમ્ફીએ એને હમ્પબેક વ્હેલ વિષે ઘણું શીખવાડયું હતું. એ એની સારી મૈત્રીણી પણ બની ગઈ હતી. ઘણી વાર એની વિષમ પરિસ્થિતિ દરમ્યાન, હમ્ફી એની પૂંછડી હલાવી ને એ હોડીઓ ને ઉંધી વાળી શકતી હતી જે એની મદદ કરવાની કોશિશ કરી રહેલા લોકો ને લઈને જતી હતી. પણ એણે એવું ક્યારેય ન કર્યું. એવું લાગતું હતું કે એ સમજતી હતી કે એ એના મિત્ર છે.

આખરે, બપોર પછી ના ધુમ્મસ માં, હમ્ફી ગોલ્ડન ગેટ બ્રિજ ની નીચે થી તરીને પાછી સમુદ્ર માં ચાલી ગઈ.

હમ્ફી વ્હેલે એનું લક્ષ્ય સાધી લીધું. એ આખરે એના ઘરે પહોંચી ગઈ.

## હમ્ફી વિષે નોંધ

હમ્ફી હમ્પબેક વ્હેલે 10 ઓક્ટોબર, 1985 માં પહેલી વાર સાન ફ્રાન્સિસ્કો ખાડી માં પ્રવેશ કર્યો. 26 દિવસો સુધી, આ 45 ફીટ લાંબા, 40 ટન ના વિશાળકાય જીવે દરેક જગ્યા એ લોકો ના દિલ જીતી લીધા કારણકે એ પ્રશાંત મહાસાગર માં પાછા ફરવાનો રસ્તો શોધવાનો પ્રયત્ન કરી રહી હતી.

1985 માં હમ્ફી ને બચાવ્યા પછી, એ એના વાર્ષિક પ્રવાસ દરમ્યાન ખાડી ક્ષેત્ર ની મુલાકાત લેતી રહી. એને 1986 માં ફારાલોન દ્વીપ પાસે, અને ફરી 1988 માં, બોડેગા ખાડી માં જોવામાં આવી. વૈજ્ઞાનિક એના પીઠ પરના મીન-પંખ અને પૂંછડી ના વિશિષ્ટ ચિન્હો થી એને ઓળખી શક્યા.



પછી 22 ઓક્ટોબર, 1990 ની વહેલી સવારે, લોકોએ સાન ફ્રાન્સિસ્કો ખાડી માં કેન્ડલસ્ટિક પાર્ક પાસે છીછરા પાણી ના કીચડ માં એક હમ્પબેક વ્હેલ ને જોઈ. વૈજ્ઞાનિકોએ પુષ્ટિ કરી કે એની જૂની મૈત્રિણી હમ્ફી ફરી મુસીબત માં હતી. ત્રણ દિવસ સુધી, મરીન મેમલ સેન્ટર અને અમેરિકી કોસ્ટ ગાર્ડ ના બચાવ દળે હમ્ફી ને કીચડ માં થી કાઢવાની કોશિશ કરી. આખરે, બીજે દિવસે, એણે ભરતી વખતે એની નીચે હવા ભરી અને એને ઊંડા પાણીમાં ખેંચી લીધી. ગોલ્ડેન ગેટ બ્રિજ ની નીચે પ્રશાંત મહાસાગર તરફ જતા પહેલા હમ્ફીએ એક વધારા નો દિવસ તરવામાં ગાળ્યો ... એ એક વાર ફરીથી આઝાદ હતી.





ફોટા મરીન મેમલ સેન્ટર દ્વારા પ્રદાન કરવામાં આવ્યા છે, જેણે 1985 અને 1990 માં હમ્ફીને બચાવવાના પ્રયાસ નું નેતૃત્વ કર્યું હતું.


SHAG SLOUGH
SACRAMENTO RIVER
SUISUN BAY
BENICIA
VALLEJO
MARTINEZ
SAN PABLO BAY
NOVATO
RICHMOND
RICHMOND-SAN RAFAEL BRIDGE
SAN RAFAEL
BERKELEY
OAKLAND
MILL VALLEY
SAUSALITO
BAY BRIDGE
GOLDEN GATE BRIDGE
SAN FRANCISCO
SAN LEANDRO
SAN BRUNO
AN FRANCISCO BAY
HAYWARD
SAN MATEO BRIDGE
PACIFICA
FREMONT
BURLIN
SAN MATEO
FARALLON ISLANDS
PACIFIC OCEAN
DUMBARTON BRIDGE
REDWOOD CITY
SAN JOSE
HALF MO BAY

